॥ ओ३म् ॥



॥ वर वध्वोः ॥

# ॥ विवाह संस्कार पद्धति ॥

મુલ પ્રગટ કર્તા.

પારાસર ગૃહ્યસૂત્ર મતાનુસાર

અને

ઉદાર ગૃહસ્થની સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.


જ્યોતિષી કૃપાશંકર વીઠુલજી શુકલ (રાયખડકર)

જ્યોતિષ કાર્યાલય, પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.



શ્રી "ભાગ્યોદય પ્રેસ"માં જેઠાલાલ કેશવશંકર દવેએ છાપ્યું

ખાડીઆ—અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૭૮ શકાબ્દા ૧૮૪૪

પ્રથમા, આવૃત્તિ. અ૦ પ્ર૦ ૧૦૦૦)

કીંમત ૦—૬—૦

॥ ओरम् ॥



॥ वर वध्वोः ॥

# ॥ विवाह संस्कार पद्धति ॥

મુલ પ્રગટ કર્તા.
પારાસર ગૃહ્યસૂત્ર મતાનુસાર
એક
ઉદાર ગૃહસ્થની સહાયથી


છપાવી પ્રસિદ્ધ કરનાર.
જ્યોતિષી કૃપાશંકર વીઠુલજી શુકલ (રાયઘડકર)
જ્યોતિષ કાર્યાલય, પાંચકુવા ચાર રસ્તા-અમદાવાદ.

શ્રી "ભાગ્યોદય પ્રેસ"માં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું
ખાડીઆ-અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૭૮ શકાબ્દા ૧૮૪૪
પ્રથમા, આવૃત્તિ. અ૦ પ્ર૦ ૧૦૦૦)

કીંમત ૦—૬—૦

# નિવેદન.

આજકાલ વિવાહ જેવા, પવિત્ર કાર્યને લોકોએ એક ફારસ બનાવી દીધો છે, જ્યાં મુળ વિવાહ જ એક ફારસ ત્યાં પ્રતિજ્ઞાની વાત જ શી પુછવી, પ્રતિજ્ઞા કરનારા બીચારા વર વધુને તત્સંબંધી લેશ માત્ર પણ જ્ઞાન હોતુ નથી, જ્યાં ૧૦ વર્ષના બાળકોનાં લગન લગન થાય, ત્યાં પછી પ્રતિજ્ઞા માટે પુછવું જ શું, આ સર્વ નાસી બાળ વિવાહ અને વૃદ્ધ વિવાહ અને કજોડાનાં શોકજનક પરિણામો આંખે જોયા છતાં દેશ વાસીઓની તેમ આપણા ધર્મમાં વર્ણોમાં બ્રાહ્મણો ગુરુ જેથી આશ્ચર્ય કરી બ્રાહ્મણોને વિવાહ તે શું છે તે ખબર હોય ક્યાંથી દુઃખોના પહાડ તુટી પડે છે, તો બીચારી અબળા સ્ત્રીયોના ઉપર જેઓ યૌવનાવસ્થા પ્રાપ્ત થયા પૂર્વે તો ગુંટડીઓ પર હાથ રાખી ચાલે છે. જે બિચારીઓ જીવનના સર્વ સુખોને તિલાંજલી આપી કામાંધ પુરુષોની, કામાગ્નીમાં પતંગની પેઠે સ્વાહા થઇ જાય છે, હું ધારૂં છું કે મ્હારૂ આ લખાણ અપ્રાસંગીક ગણાશે પણ મ્હારા ધારવા પ્રમાણે વિવાહ પ્રતિજ્ઞાનો મૂળ આધાર વિવાહ અને વિવાહનો આધાર બ્રહ્મચર્ય અને યોગ્ય વય વિવાહ પર છે, જો તેમ નથી. અર્થાત બાળકોનો વિવાહ છે અથવા બન્નેમાંથી એકની વય અયોગ્ય છે. તો વિવાહ અને બન્ને નિષ્ફળ સમજવી, માટે દેશ હિતેચ્છુઓ યદિ અન્ય વિવાહનો પુનઃ પ્રચાર કરવા ચાહો તો પ્રથમ વિવાહ યોગ્ય વરવધુને બનાવો કે જેથી તેઓ બીજાને વિવાહ પ્રતિજ્ઞામાં દર્શાવ્યાનુસાર હૃદયથી વરે નહી, શાસ્ત્રાનુસાર શબ્દોથી અંતિમ પ્રાર્થના એ છે કે આ ઉચ્ચ અને મહાન ભાવવાળી પ્રતિજ્ઞાઓ વાંચ્યા પછી વિચારો કે આપણે જે વિવાહ કરીએ છીએ, તે સાર્થક છે, કે નિરર્થક, હું પરમાત્મા ને પ્રાર્થના કરૂં છું કે, તે મહાન પ્રભુ અમને શક્તી આપો કે જેથી અમે સર્વ પુનઃ આ ઉચ્ચ ભાવનાળી પ્રતિજ્ઞાઓ લક્ષમાં રાખી વૈદિક વિવાહ કરવા શક્તિમાન થઇયે.

વૈદિક ધર્મનો એક તુચ્છ સેવક,

વિદ્વજ્જન કૃપાભિલાષી,

**જ્યોતિષી કૃપાશંકર વીઠ્ઠલજી શુકલ.**

રાયખડકર આધુનીક—**અમદાવાદ.**



**श्री गणेशाय नमः**

**श्री सूर्याय नमः**

જેના હજારો કિરણો છે. ત્રૈલોક્યનો દિપક ચંદ્રના મૂર્તિમાં કલ્પાયલો જેનો પુનર્જન્મ થનાર નથી એવા યોગીઓના મોક્ષનું દ્વાર આત્માને જાણનારા યોગીઓનો આત્મા, યજમાનોનો યજ્ઞ ગ્રહ નક્ષત્રાદિકનો અધિપતી લોકનો પ્રલય ઉત્પન્ન તથા પાળણનો સ્વામિ અને વેદમાં જે અનેક પ્રકારે ગવાયેલો એવો જે સૂર્ય તેને પ્રથમ હું નમસ્કાર કરૂં છું.

આ પુસ્તક શરૂ કરતાં પહેલાં ચાર યુગની અક્ષેપમાં હકીકત છું.

બૃહત્ સારંગધર પધ્ધતિ, શ્રમાશિમ રત્નભંડાર નિર્ણય સિંધુ અને ભાગવત આદિ ગ્રંથો મધ્યેથી, સર્વ શકતીમાન પરમેશ્વરે આ દુનીયા બનાવી કાળ એટલે વખતને સ્વાધીન કીધી છે માટે દુનીયાના ફારફેરનો આધાર કાળના ઉપર છે, જેથી દુનીયામાં સઘળા ચમતકારો કાળ પ્રમાણે વર્તે છે, ઋતુઓમાં ફારફેર અને વનસ્પતિનો ફાળ તથા વરસાદનુ વરસવું એ સર્વ કાળને આધાર છે પ્રાણીયોના આયુષ્યનું પ્રમાણ અને તેઓનુ વળણ પણ કાળને આનુસારે છે ટુંકાણમાં એટલુંજ કહેવાનું કે કાળ ન હોય તો દુનીયા હોયજ નહી માટે કેટલાક શાસ્ત્રકારો જગતનુ આદિ કારણ કાળને માને છે જ્યોતિષ શાસ્ત્ર પણ કાળ વિધાન છે, માટે મનુષ્યોની ઉત્પત્તિ સ્થીતિ અને પ્રલય એ કાળને આધારે છે માણસોના આયુષ્યનુ પ્રમાણ કાળજ છે માટે તેની પ્રકૃતીનુ વળણ પણ કાળાધિત છે જેમ જેમ ઉમ્મરનુ પ્રમાણ વધતુ જાય છે તેમ તેમ તેની પ્રકૃતીમાં સમજણમાં અને તેના અવયમાં ફારફેર થતો જાય છે આ ઉપરથી એમ સાબીત થાય છે, કે જેવો જેવો કાળ તેવી માણસોની બુધ્ધી તથા પ્રાક્રમ હોય છે કાળના વળણ તથા બળ ઉપરથી તેના ચાર વર્ગ એટલે ચાર યુગ પડેલા છે તેના નામ અન્ય યુગ ત્રેતા. યુગ દ્વાપર અને કળિયુગ આચારે યુગમાં

અનુક્રમે ધર્મનુ પ્રમાણ ઉત્તરોતર વધતુ જાયછે માટે જેવા યુગને વાતે યુગમાંના પ્રાણી પદાર્થોનો અને ધર્મની સ્થીતી હોય છે, તેમાં પહેલે સત્યુગમાં ઉત્તમોત્તમ ધર્મ હતો ને પછી ત્રેતાયુગમાં ઉત્તમ, દ્વાપરમાં મધ્યમ અને કળીયુગમાં અધર્મ ધર્મની પ્રવૃત્તિ છે.

આચારે યુગના વર્ષનું પ્રમાણુ નીચે પ્રમાણે છે.

શ્રી ભાસ્કરાચાર્યના મત પ્રમાણે,

**स्वायंभुवो मनुरभुत् मथम स्ततोऽभी ॥ स्वारोचिषो तमज तामसरैवताख्या षष्ठस्तु चाक्षुष इति प्रथिव्यां वैवस्वतस्तदनु सम्प्रतिः सप्तमोयम् ॥**

હાલ ૧, સ્વાયંભુવ, ૨ સ્વારોચિષ, ૩ ઉત્તમોજ. ૪ તામશ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, એવા ૭ મનુ ગયા ને સાતમો વૈવસ્વત મનુ ચાલે છે તેના ૧૭ મહાયુગ ગયા ને હાલ ૧૮ મો મહાયુગ ચાલે છે. તેમાં સત્તદ્વાપરે ને ત્રેતાયુગ ગયા ને હાલ કલિયુગ ચાલે છે, તેમાં ૭ રાજા શકકર્તા ગણાય છે.

**युधिष्ठीरो विक्रम शालिवाहनौ ततो नृपः स्याद्विज यामिनन्दन ॥ ततस्तु नागार्जुन मूपतिः कलौ कालक षर्डते शककरिका ॥ स्मृतः ॥ १ ॥**

૧. સત્યયુગનાં વર્ષ ૧૭,૨૮,૦૦૦
૨. ત્રેતાયુગનાં વર્ષ ૧૨,૯૬,૦૦૦
૩. દ્વાપરયુગનાં વર્ષ ૮,૬૪,૦૦૦
૪. કલીયુગનાં વર્ષ ૪,૩૨,૦૦૦

ઉપર પ્રમાણે ચારે યુગના વર્ષનું પ્રમાણુ છે, તેમાં હાલ કલીયુગ ચાલે છે, અને તેનાં વર્ષ ૪,૯૯૧ પુરાં થાય છે.

સવારે સૂર્યનો ઉદય થાય છે, પણુ પાછલી રાતના ચાર વાગતાથી પ્રકાશ થવા લાગે છે, માટે સવારના ચાર વાગ્યાથી સૂર્યોદય થતાં સુધી રાત દિવસની સંધી ગણાય છે. તેમજ સાંજના સૂર્ય અસ્ત પામે છે. પણુ સાંજના દિવસના ચાર વાગ્યા પછી ઉજાશ કમતી થવા માંડે છે, માટે તેટલા વખતને પણુ સંધી કહે છે, તેવી જ રીતે એક યુગ ઉતરી બીજો યુગ બેસવો શરૂ થાય છે. તેની આગળ પાછળ કેટલાએક વર્ષ સુધી સંધી ગણાય છે, આ સંધીમાં બે યુગની મીશ્ર ધર્મ વર્તે છે.

આ યુગમાં સત્યયુગ, ફક્ત વેદ ધર્મ જ હતો અને એ યુગમાં શકવર્તી બે રાજા થયા, એક માનધાતા અને બીજો ધધુમાર,

આ યુગમાં ત્રેતાયુગ વદમાંથી ઉપનિષદો તથા સુત્રોનાં શાસ્ત્રો બંધાયાં આ યુગમાં શકવર્તી સુર્યવંશી બે રાજા થયા એક હરિશ્ચંદ્ર અને બીજો પુરુવાર.

## દ્વાપરયુગ

આ યુગમાં ઇતિહાસ તથા પુરાણોનાં શાસ્ત્રો બંધાયાં એમાં શકવર્તી સુર્યવંશી બે રાજા થયા એક કાર્તકવીર્ય અને બીજો ક્ષીનવર્મા.

કળીયુગ. શાકે ૧૮૩૨ના આરંભથી

હાલનો ચાલતો કાળ કળીયુગનો ચાલે છે, તેનાં વર્ષ ૫,૦૨૧ ગયાં છે અને ૪,૨૬,૯૭૮ વર્ષો બાકી છે, આ કલીયુગમાં શકવર્તીમાં યુધિષ્ટિર વિક્રમ અને શાલિવાહન એ રીતે ત્રણ રાજા થઈ ગયા છે, અને બીજા શકવર્તી ત્રણ રાજા થશે તેમાં પહેલો વિન્યાતેદ બીજો નાગા અર્જુન અને ત્રીજો બલી એ રીતે બીજા ત્રણ શકવર્તી રાજા થશે.

આ કળીયુગના પાંચ હજાર વર્ષ ગયા પછી જેમ જેમ વખત જતો જશે તેમ તેમ વખત ઘણો બારિક આવશે લોકો વેદ ધર્મ ચુકી નવા ધર્મ પાળનારા થશે. કલ્પિત શાસ્ત્ર ઘણા બંધાશે, લોકો સ્વાર્થવાન અને કીર્તિદાન કરશે, યજ્ઞનો નાશ થશે તેમજ સંન્યાસ વિગેરે આશ્રમનો નાશ થશે લોકો દેવ તથા શાસ્ત્ર ઉપર શ્રદ્ધા કે ભક્તિ રાખશે નહિ, દીનપર દિન નવા નવા રોગ જાગશે નાસ્તિક ધર્મનો વધારો થશે, ધર્મ પ્રવર્તકો તથા વિદ્વાનો ઘરે ઘરે આજીવિકા માટે ભટકશે પુરુષો સ્ત્રી વશ થશે. પરાયા માણસ સાથે પ્રીતિ રાખશે, અને પોતાના કુટુંબ માણસ સાથે કુસંપ રાખશે, પોતાનું પેટ ભરવું એજ પુરુષાર્થ માનશે વરસાદ પોતાની ઋતુમાં માગ્યા છતાં પણ વરસશે નહી વનસ્પતિમાં ફળ કમતી થશે, નીચ કુળના માણસો મોટા અધિકાર ઉપર આવશે. કોઈમાં શુરાતન કે પ્રાક્રમ રહેશે નહી ઔષધીમાં ગુણ રહેશે નહી તેમ મંત્રોમાં દૈવત રહેશે નહી, વર્ણશંકર જાતો ઉત્પન્ન થશે, લોકો ટુંકા વિચારના અને ટુંકી બુદ્ધિના થશે અને અંદર અંદર કુસપ કરી પાયમાલ થશે નદીઓમાંથી તથા જળાશયમાંથી જળ સુકાઈ અને તાપ સખત પડશે વિગેરે, વિગેરે,

ઉપર પ્રમાણે ધર્મનો લોપ થતાં જે પરોપકાર કરશે તે દેવાંશી

ગણાશે કોઇ અત્ર સ્થલે સ્વાલ કરશે કે કાળ પ્રમાણે વર્તવાને તેવીજ બુદ્ધિ થવી જોઇએ, આવા કઠણ કાળમાં સુબુદ્ધિ લાવવી, તે ઇશ્વરના નિયમ તોડવા જેવું ગણાય તેનો ખુલાશો એજ કે જે પરમેશ્વરનો ભક્ત તથા પરોપકાર હશે તે પરમેશ્વર નીમાયા પરાભવ કરી શકિત નથી અને દેશની કાળની બુરી અસર થઇ શકતી નથી માટે પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળી યથા શક્તિ લોકોપકારનાં કૃત્યો કરવાં કહેવત છે કે **યતો ધર્મઃ સ્તતો જયઃ** ।। તથા પોતાનો આ જન્મ તથા પરભવ સુધારવો એ સર્વ માણસની પોતાની ફરજ છે.



## દૈવજ્ઞનાં લક્ષણ.

जानन् जातक संहिताः सगणित स्कंधैक देशा अपि ॥
ज्योतिः शास्त्र विचार सार चतुर प्रश्नेष्व किञ्चित्कराः ॥ यः
सिध्धान्तमनन्त युक्ति विततं नो वेत्ति भित्तौ यथा॥ राजा चित्र
मयोऽथवा सुघटित काष्ठस्य कण्ठीरव ॥ १ ॥

ભાવાર્થ—જે જોશી જાતકસંહિતાને ગણિતસ્કંધના એકાદ ભાગની પણ જાણતા નથી ને જ્યોતિષ શાસ્ત્રના વિચાર, તેના સારના પ્રશ્નોને કહેવાને કંઈપણ સમર્થ નથી, અત્યંત યુક્તિના વિસ્તારવાળા સિદ્ધાંતો જે નથી જાણતા: તે જોશી ભીંત પર ચિતરેલા રાજાના ચિત્ર જેવા અથવા સારા ઘડેલા લાકડાના સિંહ જેવા છે. ॥ ૧ ॥

भोज्यं यद्वत्सदाज्यं न विनाज्य राज्यं यथा राजहीनं न भा-
ति ॥ नो भातेव संभा सभा वक्तृहीना तद्वत् दैवज्ञः गोला न
भिज्ञा ॥ २ ॥

જેમ ઘી સિવાય સારા રસવાળું ભોજન રાજા શિવાયનું રાજ્ય, વક્તા સિવાયની શ્રેષ્ઠ માણસોની સભા, શોભતી નથી તેની માફક ગોલાધ્યાયને નહિ જાણનાર જોશી જાણવા.

त्रिस्कंधज्ञो दर्शन च प्रशांत श्रौतस्मार्त्त पारतंत्रे निष्ठ चित्त ॥
निर्दम्भोऽप सत्यवादी प्रसन्नो दैवज्ञो वैस स्मृतोन परश्च ॥३॥

હોરા સિદ્ધાંતની, અને સંહિતા એ ત્રણ સ્કંધની જાણનાર પવિત્રશાની ચિત્તવાળો, શ્રુતિ અને સ્મૃતિ એ બતાવેલા ધર્મને પાળનાર દંભવિનાનો

સાચુ બોલનાર પ્રસન્ન મુર્ત્તિવાળા તે જોશીઓના લક્ષણ છે. —બીજો નહી.

મ્લેચ્છ અને યવન લોક પણ સારી રીતે જ્યોતિષ શાસ્ત્ર શીખેલા હોય તો ઋષિ મુનિઓને પેઠે તે પુજવાને યોગ્યપેડ ને વળી બ્રાહ્મણ જ્યોતિષ શાસ્ત્ર જાણનારા હોય તો નિશ્ચય પૂજવા યોગ્ય છે,

## જ્યોતિષ શાસ્ત્રની પ્રશંશા

**शब्दशास्त्रं मुखं ज्योतिषंचक्षुर्षी श्रोत्र मुक्तं निरुक्तंच कल्प करौ ॥ यातुशिक्षास्यवेदस्य सा नासिका पाद पद्म द्वयं छन्दः आद्य बुद्धैः ॥ १ ॥**

વ્યાકરણ શાસ્ત્ર મુખ્ય છે, જ્યોતિષ શાસ્ત્ર આંખો, નિરુક્ત શાસ્ત્ર કાન કલ્પ શાસ્ત્ર, હાથ શિક્ષા શાસ્ત્ર, નાક અને છંદ શાસ્ત્ર પગ છે, એ પ્રમાણે પૂર્વના પંડિતોએ કહ્યું છે. ॥ ૧ ॥

**वेद चक्षु किलेदं स्मृतं ज्योतिषं मुख्यता चाङग मध्येऽस्य तेनोच्यते ॥ संयुतोऽपीतरे कर्णनासादिभि श्चक्षुषाङ्गनहीनो न किञ्चित्करः ॥ २ ॥**

**ભાવાર્થ**—માટે જ ત ાસ્ત્ર નિશ્ચય વેદનાં નેત્રરૂપ છે. જેથી જેથી નેત્ર શિવાય બીજાં કાન અને નાકાદિન અંગો હોવા છતાં કંઈ પણ કરી શકાતુ નથી તે પ્રમાણે વેદનાં છે અંગ જે છ શાસ્ત્ર, નેત્ર (આંખો) રૂપી જ્યોતિષ શાસ્ત્ર વિના બીજાં પાંચ શાસ્ત્ર નિઃસાર જેવાં છે, માટે જ્યોતિષ શાસ્ત્રની મુખ્ય જરૂર છે.

**अप्रत्यक्षाणि शास्त्राणि विवादस्तेषु केवलम् ॥**
**प्रत्यक्षज्योतिष शास्त्रं चद्रार्कं यत्रसाक्षिणौ ॥ ४ ॥**

વિવાદમાં બીજાં શાસ્ત્રો કેવળ અપ્રત્યક્ષ છે. અને જ્યોતિષશાસ્ત્ર પ્રત્યક્ષ છે. જેમાં ચંદ્ર અને સૂર્ય સાક્ષી છે,

જેથી, જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી જેઓને ખાસ અ શ્રદ્ધા થયેલી હોય જેઓને હમારી ખાસ ભલામણ છે કે જેથી એકવાર અનુભવ લેવાથી ખાત્રી થશે.

પ્રમાણિકતા સાથે ઉપયોગી જ્ઞાનનો લાભ.

જ્યોતિષશાસ્ત્રના શોખીનોને માટે ખાસ.

માણસને પોતાના કામમાં ફતેહ મેળવવા માટે ભવિષ્ય પહેલાંથી જાણવાની જરૂર છે. અને પોતાનું ભવિષ્ન તે જાણીને જેઓ કામ શરૂ કરે છે, તેઓ નક્કી ફતેહને પામે છે, તમારા ધંધામા તમને ખાસ

સગવડ પડશે, તમારા જન્મ વખતની તારીખ દીવસ વિગેરે માલુમ હોય તો પણ તમારૂ ભવિષ્ય હસ્તરેખા ઉપરથી ચોક્કસ ગણત્રીદ્વારા કહેવામાં આવશે, શ્રદ્ધા રાખો અનુભવ મેળવો જેથી તમને ખરો સંતોષ મળશે નાસિપાસ થાઓ નહી ગમે તેવા ખરાબ સંજોગોમાં આવી પડયા હોય તો પણ તમોને સંતોષ અને શાંતિ મળ.. તમારા હીતની આ શાસ્ત્રોક્ત રીતે ખરી તેમજ સાચી સલાહ છે, તે તમોને દરેક વખતે ઉપયોગી અને આશિર્વાદ સમાન થઇ પડશે, તે માટે તુરત નીચે લખેલ ઠેકાણે જાઓ તો તમને સંતોષ મળશે, મળવાનો વખત સવારના ૮ થી ૧૨ બપોરના ૨ થી ૭ સુધી પત્ર વ્યવહાર મારફતે પણ સલાહ લઇ શકાય છે.

મળો યા લખો,

જ્યોતિષી કૃપાશંકર વીઠલજી શુકલ. ( રાયખડકર )

ઠે. પાંચકુવા ચાર રસ્તા જ્યોતિષ કાર્યાલય—અમદાવાદ.

१०५८७

॥ ओ३म् ॥

# अथ विवाहप्रतिज्ञाः ॥

વર, કન્યા—

**ओं समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ।**
**सं मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ १**

આ મંડપમાં વિરાજમાન વિદ્વાન્ લોકો ! આપ અમને બેઉને નિશ્ચય કરીને જાણો કે અમે પોતાની પ્રસન્નતા પૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકઠા રહેવાને માટે એક બીજાને સ્વીકાર કરીએ છીએ કે અમારા બંનેના હૃદય જળ સમાન શાંત અને મળેલાં રહેશે; જેમ પ્રાણ વાયુ અમને પ્રિય છે તેમ અમે બેઉ એક બીજાથી સદા પ્રસન્ન રહીશું; જેમ ધારણ કરનાર પરમાત્મા સર્વમાં મળી રહીને સર્વ જગતને ધારણ કર્ત્તા છે તેમ અમે બેઉ એક બીજાનું ધારણ કરીશું; જેમ ઉપદેશક શ્રોતાઓ સાથે પ્રીતિ કર છે તેમ અમારા બેઉના આત્મામાં એક બીજાની સાથે દૃઢ પ્રેમ ધારણ કરીશું.

વર—

**ओं अदेषि मनसा दूरं दिशोऽनुपवमानो वा ।**
**हिरण्यपर्णो वैकर्णः स त्वा मन्मनसां करोतु २**

હે વરાનને ! જેમ પવિત્ર વાયુ અને જેમ જલ આદિને કિરણોથી ગ્રહણ કરનાર સૂર્ય દૂરના પદાર્થોને તથા દિશાઓને પ્રાપ્ત થાય છે તેમ તું પ્રેમપૂર્વક પોતાની ઇચ્છાથી મને પ્રાપ્ત થાય છે. માટે તને પરમાત્મા મારા મનને અનુકૂળ કરે અને આપણે મનથી એક બીજાના મનને સદા અનુકૂળ રાખે.

કન્યા—તથાસ્તુ.

વર—

**ओंभूर्भुवःस्वः ।**
**अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः**
**वीरसूर्देवृकामा स्योना शंनो भव द्विपदे शं चतुष्पदे ३**

હે વરાનને ! પતિ સાથે વિરોધ ન કરનારી તું, જેની રક્ષા કરનાર, પ્રાણુદાતા, સર્વ દુઃખ દૂર કરનાર, સુખ સ્વરૂપ અને સર્વના

સુખદાતા આદિનામ છે. તે પરમાત્માની કૃપાથી અને પોતાના ઉત્તમ પ્રયત્નથી પ્રિય દષ્ટિવાળી થા. તું મંગળ કરનારી સર્વ પશુઓને સુખ દેનારી પવિત્ર અંતઃકરણવાળી; પ્રસન્ન ચિત્તવાળી, સુંદર, શુભ ગુણ, કર્મ, સ્વભાવ અને વિદ્યાથી સુપ્રકાશિત ઉત્તમ સંતાનોને ઉત્પન્ન કરનારી દેવર આદિ કુટુંબના મનુષ્યો સાથે પ્રેમ કરનારી સુખયુક્ત થઇને આપણા સંતાન અને મનુષ્યાદિને તથા ગાય આદિ પશુઓને પણ સુખદાતા થા, તેમજ હું તારો પતિ પણ તારી સાથે વર્ત્યા કરીશ.

**ओं गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ४**

વર—

હે વરાનને ! હું ઐશ્વર્ય, સુસંતાન આદિ સૌભાગ્યની વૃદ્ધિને માટે તારો હાથ ગ્રહણ કરૂં છું; તું મારી સાથે વૃદ્ધાવસ્થાપર્યંત સુખ પૂર્વક રહે. હું આજથી તને પતિ ભાવે પ્રાપ્ત થયો છું. પરમકૃપાળુ પરમાત્મા અને આ મંડપમાં બેઠેલા વિદ્વાનો તને ગૃહસ્થાશ્રમના ધર્મોના અનુષ્ઠાન માટે મને આપે છે. આજથી હું તારે હાથે વેચાઇ ચુકયો છું મારે તારાથી વિપરીત આચરણ હું કદીપણ કરીશ નહિ.

કન્યા—આપ જે એ મંત્ર બોલ્યા, તેમાં સંબોધ્યા પ્રમાણે હું સૌભાગ્યની વૃદ્ધિને માટે આપનો હસ્ત ગ્રહણ કરૂં છું, આપ મારી સાથે વૃદ્ધાસ્થાપર્યંત પ્રસન્ન અનુકૂલ રહો. આપને હું, આજથી પત્ની ભાવે પ્રાપ્ત થઇ છું. સકલ ઐશ્વર્યયુક્ત, ન્યાયકારી સર્વ જગતની ઉત્પત્તિના કર્તા. પરમાત્મા અને આ મંડપમાં વીરાજમાન્ વિદ્વાનો તમને ગૃહસ્થાશ્રમના ધર્મોના અનુષ્ઠાના માટે મને વરાવે છે. આજથી હું આપને હાથે વેચાઇ ચુકી છું. હું કદીએ આપની સાથે અપ્રીતિનું આચરણ કરીશ નહીં.

**ओं भगस्ते हस्तमग्रभीत् सविता हस्तमग्रभीत्**

**पत्नी त्वमसि धर्मणाहं गृहपतिस्तव ५**

વર—હે પ્રિયે ! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ ગ્રહણ કરૂં છું, અને એમ સમજ કે ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક બનવા હું તારો હાથ ગ્રહણ કરી ચુકયો છું. તું ધર્મથી મારી પત્નિ ભાર્યા છે, અને હું ધર્મથી તારો ગૃહપતિ છે. આપણે બેઉ મળીને ઘરના કામોની સિદ્ધિ કરીશું અને જે બેઉને અપ્રિય આચરણ છે તે કદી નહીં કરીશું જેમ કરવાથી

ઘરના સર્વ કામ સિદ્ધ થશે, ઉત્તમ સંતાન પ્રાપ્ત થશે અને ઐશ્વર્ય તથા સુખની સદા વૃદ્ધિ થતી રહેશે.

**કન્યા**—આપની એ પ્રતિજ્ઞાને હું પણ પ્રતિજ્ઞા કરી સ્વીકારૂં છું.

**વર**—

**ओं ममेयमस्तु पोष्या मह्यं त्वादाद बृहस्पतिः**
**मया पत्या प्रजावति शं जीव शरद शतम् ६**

હે નિર્દોષ સ્ત્રી, તને સર્વ જગતના પાલક પરમાત્માએ મને દીધી છે. માટે તું આ જગતમાં મારી સુખ આપવા યોગ્ય પત્નિ થા અને તું મારી સાથે સો શરદઋતુ એટલે સો વર્ષ સુધી સુખપૂર્વક જીવતી રહે.

**કન્યા**—હે ભદ્રવીર ! પરમેશ્વરની કૃપાથી આપ મને પ્રાપ્ત થયા છો, મારે માટે આપ વિના આ જગતમાં બીજો પતિ, પાલન કરનાર સેવ્ય ઈષ્ટદેવ કોઇ નથી તેમ હું આપ સિવાય બીજા કોઇને મારો સેવ્ય ઈષ્ટદેવ માનીશ નહીં.

**વર**—

**ओं त्वष्टा वासो व्यदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम् ।**
**तेनेमां नारीं सविता भगश्च सूर्यामिव परिधत्तां प्रजया ७**

હે શુભાનને ! જેમ પરમાત્માની આ સૃષ્ટિમાં અને તેની તથા આપ્ત વિદ્વાનોની શિક્ષાથી દંપતિ થાય છે, જેમ વીજળી સર્વને વ્યાપ્ત થઇ રહી છે, તેમ તું મારી પ્રસન્નતાને માટે સુંદર વસ્ત્ર, આભૂષણ અને સુખને પ્રાપ્ત થા. આ મારી અને નારી પ્રજાને પરમાત્મા સિદ્ધ કરે અને સકળ જગતની ઉત્પત્તિ કરનાર પરમાત્મા પૂર્ણ ઐશ્વર્યયુક્ત ઉત્તમ પ્રજાથી તને આચ્છાદિત શોભાયુક્ત કરે સૂર્યના કિરણો જેમ પૃથ્વી અને વનસ્પતિ આદિને સદા સુશોભિત રાખે છે તેમ હું તને ભૂષણ આદિથી સુશોભીત રાખીશ.

**કન્યા**—તથાસ્તુ મહારાજ

**વર**—

**ओं इन्द्राग्नी द्यावापृथिवी मातरिश्वा मित्रा वरुणो भगो अश्विनोभा**
**बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु ८**

હે મારા સંબંધી લોકો ! જેમ વીજળી અને પ્રસિદ્ધ અગ્નિ સૂર્ય

અને ભૂમિ અંતરિક્ષ વાયુ, પ્રાણ અને ઉદાન તથા ઐશ્વર્ય વૃદ્ધિ અને સત્યોપદેશક મનુષ્ય સર્વથી મોટા પરમેશ્વર અને ચંદ્રમા તથા સોમલતા આદિ ઔષધિઓ સર્વ પ્રજાની વૃદ્ધિ અને પાલન કરે છે તેમ આ મારી સ્ત્રીને પ્રજાસહિત ઉન્નતિને પ્રાપ્ત કરે.

વર—

**ओं अहं विष्यामि मयि रूपमस्या वेदादित्पश्यन्मनसा कुलायम्**
**न स्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रथ्नानो वरुणस्य पाशान् ९**

હે પ્રિયે ! જેમ મનથી કુલની વૃદ્ધિને જોતો હું તારા રૂપને પ્રીતિથી પ્રાપ્ત થઇ પ્રેમથી વ્યાપ્ત થાઉં છું તેમ તું મારામાં પ્રેમથી વ્યાપ્ત થઇ અનુકૂલ વ્યવહારને પ્રાપ્ત થા. જેમ હું મનથી પણ તારી સાથે ચોરી રાખવી છોડી દઉં છું અને કોઇ ઉત્તમ પદાર્થનો ચોરીથી આજસુધી ભોગ કરતો નથી, હું પોતે પુરૂષાર્થથી શિથિલ થઇને પણ ઉત્કૃષ્ટ વ્યવહારમાં વિઘ્નરૂપ દુર્વ્યસની પુરૂષના બંધનોને દૂર કરતો રહું તેમ તું પણ કર્યા કર.

કન્યા—તથાસ્તુ, મહારાજ ! હું પણ તેવા આચરણથી આપની સેવા કરીશ.

વર—

**ओं अमोऽहमस्मि सा त्वꣳसा त्वमस्यमोऽहं सामाहमस्मि**
**ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेव विवहावहै सह रेतो दधावहै ।**
**प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहून्**
**ते सन्तु जरदष्टयः सं प्रियो रोचिष्णू सुमनस्यमानौ ।**
**पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳशृणुयाम शरदःशतम् १०**

હે વધુ ! જેમ હું જ્ઞાનવાન જ્ઞાનપૂર્વક તારો ગ્રહણ કર્તા થાઉં છું તેમ તું પણ જ્ઞાન પૂર્વક મને ગ્રહણ કરનારી છે. જેમ હું પૂર્ણ પ્રેમથી તને ગ્રહણ કરૂં છું તેમ તું મને પણ ગ્રહણ કર. હું સામવેદ તુલ્ય પ્રસંશિત છું. હે વધુ ! તું ઋગ્વેદતુલ્ય પ્રશંસિત છે. તું પૃથ્વી સમાન ગર્ભાદિ ગૃહસ્થાશ્રમના વ્યવહારો ધારણ કરનારી છે. અને હું વર્ષા કરનાર સૂર્યસમાન છું તું અને હું બેઉ પ્રસન્નતાપૂર્વક વિવાહ કરીએ. પછી આપણે ઉત્તમ પ્રજાયુક્ત થઇએ. ઘણા પુત્રોને પ્રાપ્ત થઇએ, તે પુત્રો વૃદ્ધાવસ્થા સુધી જીવનયુક્ત રહે, આપણે બધા પર-

સ્ફુર પ્રસન્ન અન્યોન્ય રૂચિ યુક્ત, સારે પ્રકારે વિચાર કરતા સો શરદ ઋતુ એટલે સો વર્ષ સુધી પરસ્પર પ્રેમ દૃષ્ટિએ જોતા રહીએ, સો વર્ષ સુધી આનંદથી જીવતા રહીએ અને સો વર્ષ સુધી પ્રિય વચનો સાંભળતા રહીએ,

કન્યા—તથાસ્તુ-મહારાજ ! આપનું કથન સત્ય છે.

વર-કન્યા—

ओं मम व्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु ।
मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥११॥

હે વધુ તારા અંતઃકરણને અને તારા આત્માને મારા ધર્માનુષ્ઠાનને અનુકૂળ ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂળ તારૂં ચિત્ત સદા રહે. મારી વાણીને તું એકાગ્ર ચિત્તથી સેવન કર્યા કર. પ્રજાપાલક પરમાત્મા તને મારે માટે નિયુક્ત કરે.

કન્યા—તેમજ, હે પ્રિય સ્વામિન્! આપના હૃદય, આત્મા અને અંતઃકરણ મારા પિયા ચરણ કર્મમાં ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂલ આપનું ચિત્ત સદા રહે. આપ એકાગ્ર થઇ, હું જે કાંઈ આપને કહું તે મારી વાણીનું સદા સેવન કર્યા કરીએ. કેમકે આજથી પજાપતિ પરમાત્માએ આપને મારે આધીન કર્યા છે તેવી રીતે મને આપને મારે આધીન કર્યા છે તેવી રીતે મને આપને આધીન કરી છે. માટે આપણે કરેલી પ્રતિજ્ઞાને અનુકૂળ બેઉ વર્ત્યા કરીશું કે જેથી સદા આનંદમાં રહીશું. કીર્તિને વધારીશું એક બીજાને અપ્રિય ભાષણ કદી પણ કરીશું નહિ.

કન્યા—

ओं ध्रुवमसि ध्रुवाहं पतिकुले भूयासम् ॥ १२ ॥

હે સ્વામિન્, હું આપની અર્ધાંગી આપ પતિના કુલમાં નિશ્ચલ રહીશ. જેમ કે આપ દૃઢ નિશ્ચયવાળા મારા સ્થિર પતિ છો, તેમ હું પણ આપની સ્થિર દૃઢપત્ની થઇશ.

વર—

ओं ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् ।
ध्रुवासः पर्वता इमे ध्रुवा स्त्री पतिकुले इयम् ॥ १३ ॥

હે વરાનને ! જેમ સૂર્યની કાંતિ વા વિદ્યુત સૂર્ય લોક વા પૃથ્વી આદિમાં નિશ્ચળ છે જેમ ભૂમિ પોતાના સ્વરૂપમાં સ્થિર છે જેમ આ

સર્વ સંસાર પ્રવાહ સ્વરૂપમાં સ્થિર છે, જેમ પહાડ પોતાની સ્થિતિમાં સ્થિર છે તેમ તું મારા કુલમાં સદા સ્થિર રહે.

વર—

**ओं ध्रुवमसि ध्रुवन्त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि मह्यं त्वादात् ।**
**बृहस्पतिर्मया पत्या प्रजावती सं जीव शरदः शतम् ।। १४ ॥**

હે વરાનને ! તું જેમ મારી આગળ દૃઢ સંકલ્પ કરીને સ્થિર છે અને હું તને દૃઢ સ્થિર જોઉં છે તેમજ તું મારી સાથે સદાને માટે દૃઢ રહેજે. મારા મતને અનુકૂલ તને પરમાત્મા સમર્પિત કરી ચુકયા છે. આપણે ઉત્તમ પ્રજાવાન થઈને સો વર્ષ પર્યંત જીવીએ અને ધારણ પોષણ કરવા યોગ્ય તું મારી નિકટ સ્થિર રહે.

વર

**ओं अन्नपाशेन मणिना प्राणसूत्रेण पृश्निना ।**
**बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते ।। १५ ॥**

જેમ અન્ન સાથે પ્રાણ, પ્રાણની સાથે અન્ન તથા અન્ન અને પ્રાણનોઅંતરીક્ષની સાથે સંબંધ છે તેમ તારા હૃદય, મન અને ચિત્ત આદિને સત્યતાની ગાંઠ બાંધું છું.

કન્યા—હું પણ આજ મંત્રથી આપની સાથે એવી જ પ્રતિજ્ઞા કરૂં છું.

વર—

**ओं यदेतद्धृदयं तव तदस्तु हृदयं मम । यदिदं॰**
**हृदयं मम तदस्तु हृदयं तव ।। १६ ॥**

હે સુભગે ! તારો આત્મા અને તારૂં અંતઃકરણ મારા આત્મા અને અંતઃકરણ સમાન પ્રાય થાય અને મારા આત્મા પ્રાણ અને મન તારાં આત્મા, પ્રાણ અને મનની તુલ્ય પ્રિય રહે.

હે સ્વામિન્ ! આપનો આપનો આત્મા અને આપનું અંતઃકરણ મારા આત્મા અને અંતઃકરણ તુલ્ય પ્રિય થાઓ એને મારા જે આત્મા પ્રાણ અને મન છે તે આપના આત્માદિ તુલ્ય પ્રિય થાય.

વર—

**ओं अन्नं प्राणस्य षड्विंशस्तेन बध्नामि त्वा १७**

હે સૌભગે ! જે પ્રાણનું પોષણ કરવાવાળું છત્રીસમું તત્ત્વ આ છે તેની સાથે તને દૃઢ પ્રીતિથી બાંધું છું એટલે અન્ન વસ્ત્ર આદિ પદાર્થોથી તારૂં ભરણ પોષણ કરીશ.

કન્યા—તથાસ્તુ મહારાજ !

વર—

**ओं आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा । अदुर्मङ्गलीः पतिलोकमाविश शन्नोभव द्विपदे शं चतुष्पदे १।**

હે વધુ ! ન્યાયકારી દયાળુ પરમાત્મા કૃપા કરીને જરા અવસ્થ સુધી જીવવાને માટે અમારી ઉત્તમ પ્રજાને શુભ ગુણ, કર્મ અને સ્વ ભાવથી પસિદ્ધ કરે. તેનાથી ઉત્તમ સુખને પ્રાપ્ત કરે અને તે શુભ ગુણયુક્ત સ્ત્રી લોક સર્વ કુટુંબીઓને આનંદ આપે. તેમાંથી એક તું હે વરાનને ! મારે ઘેર આવી સુખને પ્રાપ્ત થા. મારા પિતા આદિને માટે સુખ આપનારી અને ગૌ આદિને પોષણ કર્તા થા.

વર—

**ओं सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव**
**ननान्दरी सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ।। १९ ।।**

હે વરાનને ! તું મારા પિતા જે તારા સસરા છે તેનામાં પ્રીતિ કરી સમ્યક્ પ્રકાશમાન ચક્રવર્તી રાજાની રાણી સમાન પક્ષપાત છોડી પ્રવર્ત્તાથા, મારી માતા જે તારી સાસુ છે. તેના પ્રત્યે પ્રેમયુક્ત થઇ તેની આજ્ઞામાં સમ્યક્ પ્રકાશમાન રત્નાકર મારી બ્હેન જે—તારી નણંદ છે. તેમના પ્રત્યે પણ પ્રીતિથી પ્રકાશમાન અધિકાર યુક્ત થા, ટુંકામાં સર્વ અવિરોધ, પૂર્વક પ્રીતિથી વર્ત્યા કર.

કન્યા—તથાસ્તુ આપની આજ્ઞા માથે ચડાવું છું.

**ओं स्वस्ति न इन्द्रो वृद्धश्रवा स्वस्तिनः पूषा विश्ववेदाः । स्वस्ति नस्ताऽक्ष्यो अरिष्टनेमिः स्वस्तिनो बृहस्पतिर्दधातु यजु,**

**अ. २५ मं, १९**

**ॐ शान्तिः शान्तिः शान्ति**

ॐ

# श्री सप्तपदी प्रतिज्ञा.

सुख दुःखानि सर्वाणी त्वया सह विभज्यते ।
यत्रत्वं तदहं तत्र प्रथमे साब्रवदिदम् ॥ १ ॥

कुटुम्बरक्षयिष्यामि आ वृद्ध बालकादिकम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितीये २

भर्तृ भक्तिरतानित्यं सदैव प्रियभाषिणी ॥
भविष्यामिपदे चैव तृतीये साब्रवीदिदम् ३

आर्तआर्ताभविष्यामि सुखदुःख विभागिनी
नवाज्ञांपालयिष्यामि कन्यातुर्यपदेब्रवीत् ४

ऋतुकालेशुचिस्नाता क्रीडिष्यामि त्वयासह ॥
नाहंपर तरं गच्छेः कन्या पंच पदे ब्रवीत् ५

इहाथ साक्षिणो विष्णु स्त्वया हं नै वं विताम्
दुभयो प्रीति संभुता कन्या षष्ठपदे ब्रवीत् ६

होमयज्ञादिकार्येषु पुत्रवामि च सहायिनिक
धर्मार्थ काम कार्येषु कन्या सप्तपदे ब्रवीत् ७

इति कन्या मंत्र ॥

# વિવાહ પ્રતિજ્ઞા પ્રયોજન

અને

## બ્રાહ્મણ ધર્મ.

---

કોઈ પણ કાર્ય કારણ વિનાનુ હોતુ નથી અધુના વૈદિક સંસ્કારો કેવળ નાશ પામ્યા છે, પ્રાચીન કાળમાં બ્રાહ્મણ ક્ષત્રીય અને વૈશ્યો સોળે વૈદિક સંસ્કાર પામવાનું શ્રેષ્ટ અને અતિ આવશ્યકનું સમજતા હતા ભારતના મહાયુદ્ધ પછી ધીરે ધીરે એ સમજનો લય થઇ ગયો તે એટલે સુધી કે આજે બ્રાહ્મણો પણ સોળે સંસ્કાર યુક્ત હોતા નથી કેટલાકો યજ્ઞોપવીત સમયે પાછળ રહી ગયેલા સંસ્કારો કરી નાખે છે, પરન્તુ તે આકાશદૃષ્ટિ સમાન નિષ્ફળ છે, જ્યાં બ્રાહ્મણોની આવી બાયલી સ્થીતી છે, ત્યાં ક્ષત્રીય અને વૈશ્યોની વાતજ શી કરવી? બ્રાહ્મણો અન્ય વર્ણના તુંમડાં જેવાં ગણાય છે, પણ જો તુમડામાંજ છિદ્રો હોય તો પછી તેવાં તુંમડાના આધારે તરવાની અભિલાષા રાખનારની શી સ્થિતી થાય, તે એજ કે તુમડું ડુબે અને તેને આધારે તરનાર પણ ડુબે વળી બ્રાહ્મણોમાં જે કંઈક થોડા સંસ્કારો થાય છે, તે પણ જ્ઞાનપૂર્વક થતા નથી, અન્યવર્ણમાં સંસ્કારોનું ઝાંખુ દર્શન પણ થવું દુર્લભ થઇ ગયું છે તેમાં બ્રાહ્મણો જ માત્ર જાણી જાય છે, પરંતુ જે તેઓ ભણી જાય છે તે જો તેઓ અર્થ પણ ભાગ્યેજ સમજતા હોય છે તો પછી તેઓ પોતાના યજમાનોને સમજાવે પણ શું, યજમાન માત્ર રૂઢીનો દાસ, શ્રદ્ધા ખરી પરંતુ દેખાદેખી, જ્ઞાન પૂર્વક નહી અને શ્રદ્ધાપૂર્વક પણ નહી.

વળી તે સંબંધમાં વૈદિક નિતી શાસ્ત્રમાં કહ્યું છે,

**आहार निंद्रा भय मैथुनं च सामानि चैतानि नृणां पशु स्यात् ॥ ज्ञानं नराणा अधीको विशषो ज्ञानेन ही नः पशुभिः समानः ॥ १ ॥**

માટે દરેક મનુષ્યને જ્ઞાન તો અવશ્ય હોવુજ જોઇએ નહી તો ઉપર પ્રમાણે પશુ સમાન ગણના થાય.

આજ પ્રકાર હાલના સંસ્કારોનો અને ધાર્મિક વૃત્તિનો દિવસે દિવસે લોપ થાય છે. એમ કે સંસ્કાર લેવાથી જે ફળ પ્રાપ્ત થવું જોઇએ તે થતું નથી અને તેથી વૈદિક મૂલ સંસ્કારો પરથી લોકોની શ્રદ્ધા ઉડી ગઈ છે, તેમાં પણ વળી દેશાચાર ગ્રામાચારનું અને કુલાચારનું લાકડુ જ્યાં ત્યાં ઘુસી ગયેલું દેખાય છે. એટલુ જ નહિ પરંતુ ક્યાંકનો પર ધર્મની રૂઢી પણ પ્રવેશ પામી છે, તેમાં વળી પાશ્ચાત્ય વિદ્યાના વ્યાસંગો આધુનિક યુવાનો નામનમાં તો એ સર્વ પાખંડ જ ભાસે છે.

ગર્ભાધાનથી લઇ અન્તેષ્ટિ સુધીના વૈદિક સંસ્કારોષ્ઠ છે ગર્ભાધાન, પુંશવ સિમંતોન્નયન જાતકર્મ, નામકરણ નિષ્ક્રમણ અન્નપ્રાશન ચુડાકર્મ કર્ણવેધ ઉપનયન, વેદારંભ સમાવર્તન વિવાહ-વાનપ્રસ્થ સંન્યસ્થ અને અન્યેષ્ટિ આ સંસ્કારો મનુષ્ય માત્રે પામવા જોઇએ એવી વેદાંજ્ઞા છે, અશ્વલાયન, ગોભીલય અને શૌનક ગૃહ્યસૂત્રોમાં એનુ વિધાન વિસ્તાર પૂર્વક છે.

બ્રાહ્મણોમાં ઉપનયન અને વિવાહ સંસ્કાર સમયે વેદનો લોપ જોવામાં આવે છે, ચુડાકર્મ, ઉપનયનની જ સાથે કરી નખાય છે. બ્રાહ્મણને બ્રહ્મત્વ આપનાર જે વેદારંભ સંસ્કાર છે તે ચિન્હમાત્ર તે જ દીવસે બે ચાર ઘડીમાં કરી નાખી સમાવેશ કરી દઈ વિવાહની વાતો ચર્ચાય છે. સીમંતોન્નયન જે અગ્રરણી નામે પ્રચલીત છે, તે તો વેદ વિરૂદ્ધ ગ્રામાચાર અને કુલાચાર પ્રમાણે કરાય છે. નવ્યલાથી ઇતર વર્ગમાર્ગમાં અઘરણી અને લગ્ન સામાન્ય છે. તેમાં વૈદિક સંસ્કારોનો લેશ અંશ પણ રહ્યો નથી તેથી બ્રાહ્મણો ઇતર ક્ષત્રીય અને વસ્યને ક્ષુદ્ર સમજે છે.

**कलौआद्यन्तयो स्थितिः**—કલિયુગમાં આદિને બ્રાહ્મણ ને અંતને ક્ષુદ્ર એમ જે વર્ણો હાલના બ્રાહ્મણોની ગણત્રી પ્રમાણે છે.

સર્વ દ્વિજ વર્ગને સંધ્યાદિક વૈદિક કર્મો કરવાનો તથા ગાયત્રી મંત્રનો જપ કરવાને, અધિકાર છે. દ્વિજ એટલે જનોઇ વડે જેનો બીજો જન્મ થયો છે. એવા એટલે બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય એ વાત શ્રુતિ સ્મૃતિયોમાં શું પ્રસિદ્ધ જ છે જેમાંથી મુખ્ય ત્રણ સ્મૃતિનાં વાક્યો નીચે પ્રમાણે છે.

**मातुरग्रेऽधि जननं द्वितीयं मौंजि बंधने ॥ तृतीयं यज्ञ दिक्षायां द्विजस्य श्रुति चोदनात् ॥ १६९ ॥**

**ભાવાર્થ**—પોતાની માતાથકી થયેલો જે જન્મ તે દ્વિજનો પ્રથમ જન્મ જાણુવો, ઉપનયન સંસ્કારથી થયેલો તે બીજો જન્મ જાણુવો, અને યજ્ઞદીક્ષાથી લીધાથકી થયેલો તે ત્રીજો જન્મ એવું વેદનું પ્રમાણ છે,

**ब्राह्मणः क्षत्रीयो वैश्य स्त्रयोः वर्णा द्विजातयः ॥ चतुर्थ एक जातिस्तु नास्ति शूद्रेषु पंचमम् ॥ ४ ॥**

ભાવાર્થ--બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણને દ્વિજ અથવા દ્વિજાતિયે વર્ણ કહે છે, એટલે તેને એકવાર જન્મ છે, એવા કહે છે. ચોથી શુદ્ર જાતીને એક જાતિ કહે છે, એટલે તેને એકવાર જન્મ છે પાંચમો વર્ણ નથી.

**ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्र श्चेति वर्णाश्चत्वारः ॥ १ ॥ तेषा माद्या द्विजात त्रयः ॥ २ ॥**

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને ક્ષુદ્ર એમ ચાર વર્ણ છે, તેમાંના પ્હેલા ત્રણ દ્વિજ છે.

**चातुर्य दग्रे जायंते द्वितीयं मौंजि बंधनात् ॥ ब्राह्मग क्षात्रिय विशस्तस्मादे त द्विजाः स्मृताः ॥**

**ભાવાર્થ**--બ્રાહ્મણ ક્ષત્રીય ને વૈશ્ય એ દ્વિજ કહેવાય છે. કારણ કે તેમનો પ્રથમ જન્મ માતાથી અને બીજો જન્મ જનોઈ દેવાથી થાય છે.

તેમાં બ્રાહ્મણને વેદ જાણવા જણાવવાનો યજ્ઞ કરવા કરાવવાનો દાન આપવા લેવાનો અધિકાર છે. અને ક્ષત્રીય તથા વૈશ્યને માત્ર વેદ ભણવાનો યજ્ઞ કરવાનો અને દાન આપવાનો જ અધિકાર છે. અન્ય ત્રણ કર્મોનો અધિકાર નથી સંધ્યાદિ વૈદિક નિત્ય કર્મો તો ત્રણનો નિત્ય કર્તવ્ય છે. એ વેદ ભગવાને પણ અહરહઃ સંધ્યા મુપાશીત (બ્રાહ્મણ ક્ષત્રીયને વૈશ્યે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું જોઇએ. એ મંત્રથી એવી જ આજ્ઞા કરી છે કે માટે વેદોક્ત નિત્યકર્મ. કરવામાં ત્રણે વર્ણે પ્રમાદ નહી કરવો જોઇએ.

**अकृत्वा वैदिकं नित्यं प्रत्य वायीभवेन्नरः**

**( વેદ પ્રતિપાદન સંધ્યવદનાદિક નિત્ય કર્મ નહિ કરવાથી દ્વિજ**

પાપરૂપ દોષને પામે છે, એ શ્રુતિમાં નિત્ય કર્મ નહિ કરનારને પાપના ભાગી કહ્યા છે, એ સર્વદા સ્મરણમાં રાખવું જોઈએ.

જે સંધ્યાવંદન કરતો નથી તેને શૂદ્ર સમાન જાણવો, અન્ય સ્મૃતિઓમાં પણ એ વિષયના સંબંધમાં એમજ કહ્યું છે.

**श्रौतंचापि तथा स्मार्तं कर्माश्रित्य वसेद्द्विजः ॥ तद्विहीनः पतत्येव ह्यान्धवद्विहितो यथा ॥ १ ॥ तथा च एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयं १ द्वादशाहमग्निश्च शूद्र एवं न संशयः २ तस्मान्न लंघयेत्संध्यां सायंप्रातः समाहितः ॥ उल्लंघयति यो मोहात् स याति नरकं ध्रुवम् ॥ ३**

**ભાવાર્થ**—શ્રુતિએ તથા સ્મૃતિએ કહેલાં નિત્ય કર્મોનો આશ્રય કરીને દ્વિજે સ્થિત થવું તે નિત્ય કર્મોના દ્વિજ અવશ્ય અધોગામી થાય છે, જેમ લાકડી આદિના આલંબ વિનાનો આંધળો પુરૂષ ખાડામાં પડે છે. તેમ ॥ ૧ ॥ જે દ્વિજ એક દિવસ પર્યંત સંધ્યા રહિત છે, અને બાર દિવસ પર્યંત અગ્નિમાં હોમ કર્યા વિનાનો છે, તે શૂદ્રજ છે, એમાં સંશય નથી. ॥ ૨ ॥ સંધ્યાનુ ઉલ્લંઘન કરવાથી દ્વિજ શૂદ્ર ભાવને પામે છે, માટે દ્વિજે કદાપિ પણ સંધ્યાનું ઉલ્લંઘન ન કરતાં સાયંકાલમાં તથા પ્રાતઃકાલમાં સાવધાન થઈને સંધ્યાવંદન કરવું જે દ્વિજ પ્રમાદથી તે સંધ્યાનો પરિત્યાગ કરે છે, તે દ્વિજ નિશ્ચય નરકને પામે છે.

**संध्यायेन न विज्ञाता संध्यायेना मुपासिता ॥ जीव मानो भवे च्छूद्रो मृतः श्वाचापि जायते १ संध्याहीनोऽशुचि र्नित्यं मनर्हः सर्व कर्मसु ॥ यदन्य त्कुरुते कर्म न तस्य फल भाग्भवेत् ॥ १ ॥**

જે દ્વિજ સંધ્યાહીન છે, તે નિત્ય અપવિત્રને સર્વ કર્મમાં અનધિકારિ છે. ને જે બીજું ધર્મ સંબંધી કર્મ તે કરે તેનુ ફળ પણ તેને મળે નહી.

જેમ ઉપનયન સંસ્કાર પામ્યા વિનાનો દ્વિજ સંજ્ઞાને પ્રાપ્ત થતો નથી તેમ વિવાહ વિનાનો ગૃહસ્થાશ્રમી ગણાતો નથી, ગૃહસ્થા-

મનુ મૂળ વિવાહ વિવાહનો આત્મા પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞા વિના ના ક્રમ એટલે જોડાવું જોડાવવું તે ગૃહસ્થાશ્રમી કહેવડાવવા અને વિહાર કરી સન્તાનોત્પતિ કરવી, પરંતુ વિવાહનુ મર્મ બહુ ગુ વિવાહ એટલે વિશેષ અધિકારને પ્રાપ્ત થવું ધર્મથી વર્તવું ધર્મ અર્થનું સમ્પાદન કરવું અર્થથો કામનાની સિદ્ધિ કરવા અને પર્યંત પાંચવું.

બ્રાહ્મણોમાં કહો કે ઈતર વર્ણમાં કહો વિવાહને નામે જે કાર્ય થાય છે તે પ્રતિજ્ઞા વિના કેવળ વૃથા છે. પ્રતિજ્ઞાપર અને વધુ એ એઉના વચ્ચે જ્ઞાન અને શ્રદ્ધા પૂર્વક થવી જોઇએ પરંતુ સર્વ વર્ણના તુમડાં રૂપી બ્રાહ્મણો પણ અજ્ઞાનંતાના આવરણમાં એટલા બધા વિટ-ળાઇ ગયાં છે કે તેઓ પણ વૈદિક સંસ્કારનો યથાર્થ મર્મ ભૂલી ગયા છે, કેમકે વધુ અને વર વચ્ચે જે પ્રતિજ્ઞા થવી જોઇએ તે ગોર અથવા પુરોહીત જાણી ભય છે તો પ્રશ્ન એ ઉત્થીત થાય છે, કે શું ગોર કન્યાં સાથે પ્રતિજ્ઞા કહે છે કે તું મારી સાથે સો વર્ષ સુધી સુધી જીવતી રહે હું તારૂ ભરણ પોષણ કરીશ હું સુસન્તાન અને સૌભાગ્યની વૃદ્ધી માટે તારો હાથ ગ્રહણ કરૂં છું પતિ ભાવે પ્રાપ્ત થાઉ છું આજે કેવી વિપરીત ક્રિયા, આ અધર્મ મૂળ ક્રિયાનું ફળ શું પ્રાપ્ત થયું છે પ્રત્યેક ઘરમાં કલેશ, દ્વેષ અને ત્વેષ, વૈધવ્ય, વ્ય-ભિચાર અને વૈમનસ્ય, આતે ગ્રહસ્થાશ્રમ કે નરકાશ્રમ, પણ આ નરકાશ્રમને સ્વધર્મ વેદાજ્ઞા પ્રમાણે એનો ઉપાય એક છે કે દ્વિજો એટલે બ્રાહ્મણ ક્ષત્રીય ને વૈસ્ય એ ત્રિવર્ણી ગયા ધાનથી લઇ અન્તેષ્ટિ પર્યન્તના વેદોક્ત સંસ્કારયુક્ત થવું બ્રાહ્મણે પોતાના બાળકને આઠમે વર્ષે ક્ષત્રીય ૧૧ મે વર્ષે અને વૈસ્યે ૧૨ મે વર્ષે યજ્ઞોપવિત સંસ્કાર આપી વેદારંભ સંસ્કારથી યુક્ત કરી ન્યુનમાં નૂન પચીસ વર્ષ બ્રહ્મ-ચર્ય પળાવવું.

બ્રહ્મચર્યાશ્રમ સંપૂર્ણ થતાં સમાવર્તન સંસ્કાર કરીને ગૃહસ્થા-શ્રમી બનવા વિવાહ કરે, આતો બાલકો માટેની વ્યવસ્થામાં પણ બાળકીઓ માટેની શી વ્યવસ્થા. એને માટે પણ ગુરૂકુળ ન્યુન ૧૬ વર્ષ સુધી બાળકી બ્રહ્મચર્ય થઇ ધારણ કરે તે પછી વિવાહી થાય આવા બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીનો જે, ગૃહસ્થાશ્રમ તે પ્રમાણ તેમ વેદાજ્ઞા છે.

ઋગ્વેદમાં કહ્યું છે કે—

**।मस्येव युवतयो युवानं मर्मज्यमानः।। परियन्त्यापाः।।**
**।भिः शिक्लमि रेवदस्मेदी दायानिध्मे धृत निर्णिगप्सु ।**
**मं. २ सू० ३५ मं. ४**

જેમ જળ અથવા નદી સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત અને સદ્વિદ્યા યુક્ત યુવતી પોતાને પ્રસન્ન એવા ડોઢી કે બેવડા આયુવાળા બ્રહ્મચર્ય અને વિદ્યાથી પરિપૂર્ણ શુભ લક્ષણ યુક્ત યુવાન પતિને પ્રાપ્ત થાય જેમ અંતરિક્ષના જલમાં વિદ્યુત અને સમુદ્રના જળમાં અગ્નિ શોધન કરનાર અને પ્રકાશિત છે. તેમ અમારા વચ્ચે હૃદયમાં પ્રેમ બાહ્ય અપ્રકાશ પણ અંતરમાં સુપ્રકાશીત રહી ઉત્તમ સંતાન સ્વધર્મ યુકત ગધાર અને અત્યન્ત આનંદ માટે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી પુરૂષ પ્રાપ્ત થાય, ક્યા બાળકોને તેમની અજ્ઞાન અવસ્થામાં સંસારની ઝુસરીમાં જોડી દેવાં અને ક્યા ઉપરોકત વેદની આજ્ઞા બાળ લગ્નની અન્ધેર રૂઢીએ ભારતના સંતાનોને વીર્યહીન બલહીન તેજહીન વિષયી અને અલ્પાયુષી બનાવી દીધા છે.

માટે હે ભારત પુત્રો જાગ્રત થાઓ ને તેમને સ્વધર્મ સમજી અંધ રૂઢીના બંધનો તોડી નાખો સંસ્કારી બનો બ્રહ્મચર્યનું યથાર્થ અને સાંગોપાંગ પાલન કરવા ગુરૂકુલે નિવાસ કરો, દીર્ઘાયુષી થાઓ જ્ઞાન અને શ્રદ્ધા પૂર્વક પ્રતિજ્ઞા લઇ વિવાહ સંસ્કારને પામો એ તે.

**यतो धर्म ततो जयः ।।**

**विद्वज्जन, कृपाकांक्षी**
**ज्योतिषी कृपाशंकर विठलजी शुक्ल.**
રાયપુર આધુનીક—અમદાવાદ.